

શ્રીગણેશાય નમઃ

# નિર્દય-નીરો.

## નાટકનો ટુંક સાર તથા ગાયનો.



રચનાર અને પ્રસિદ્ધ કરનાર,

મોહનલાલ ગોકળદાસ સુવાન.

**શ્રી સુર્યવિજય નાટક મંડળી**

ના માલીક.

---

આવૃત્તી ૧ લી. પ્રત ૨૦૦૦.

વિક્રમાર્ક સં૦ ૧૯૭૩, ઈ૦ સને ૧૯૧૭.

---

આ ચોપડી મેનેજર અબ્દુલહકુમ હેબતભાઈએ
મકરીઆ મસજીદ, માર્કેટ નંબર ૩, મુંબઈમાં,
માં "લક્ષ્મી" પ્રેસમાં શ્રી સુર્યવિજય નાટક મંડળી
ના માલીક માટે છાપી છે.

---

કીંમત ૨ આના.

# લેખકના બે બોલ.

મુંબઈની માનવંતી અને કદરદાન પ્રજા સમક્ષ હું યુવાન મારો આ ત્રીજો નાટક લઈ રજુ થાઉં છું તો આશાછે કે મને મારા પ્રયાશમાં ફતેહ મળશે કહું છું કહેતો હતો ને કહીશ કે

થશે ધાર્યું કૃપાળુંનું કરે દુનીયાં કુબુધ્ધી તોય
કરી માફી નીરખજો સઉ ભુલચુક બાળની જો હોય

વળી વડીલ જ્ઞાતીબંધુ મરહુમ સાક્ષાર ડાહ્યાભાઈ ધોળશાજી કહી ગયા છે કે,

ટાળ્યા નહીરે ટળે કરમે લખ્યું જે મળે

એ બોલને વળગી રહી આજ થોડાક સમય થયાં હું મારી શકતી મુજબ થોડું ઘણું નાટક લખવાનું કામ જાણું છું વળી પોકાર કરીને અરજ કરૂં છું કે હું કાંઈ મહાન કવી નથી તેમ વીદવાન લેખક પણ નથી માત્ર મારા થોડાક સમય નાટકી લાઈન ના અનુભવને લઈને ખેલ લખી શકું છું તો આશા છે કે અમારૂ કાર્ય ફતેહને વાવટે ચડાવી યશના દુદંભી નાદથી પ્રકાશમાં લાવશોજી.

લેખક એમ. જી. યુવાન,
શ્રી ભુજ વિજય નાટક મંડળીના માલેક.

## ( ગજલ )

અરે ઓ આર્ય સ્વદેશી તમો દીલગીર કાં થાઓ;
કટાણા મુખનું કારણ અમોને રહેજ દર્શાવો.
તમેને ચીજ શું જોવે નથી મન માનતી મળતી
ખુલાસો આપ આપોને મંગાવું ટેલીફોનથી.

અમારાં ભાગ્યના દેવી ઘણાં દીલગીર આજે છે,
નીહાળી નીર્મળાં નેત્રે સુવાસી તેલ માગે છે.
ફર્યો હું બાર બજારે હાટે હાટે શ્રમ—ઉઠાવીને
રસીલું નામ નિર્મળ તેલ દેવાની કબુલત છે.

રહો બે બાટલી બાકી ધરી દેવ મંદીરે જાઓ,
રીઝાવો વિમળા દેવી સુવાસિક નિર્મળાં આપો.
ધરા નવ ખંડ ઘેરી છે ઝુલે છે જોગીઓ જેમાં
ગગનથી અપ્સરા માગે મધુરું છે અમી તેમાં.

થયું તું નૃત્ય પાંડવ શીવનું દેવે......સમર્પ્યું છે,
સુઝાવી નિર્મળા અમીએ કનૈયા કાન અર્પ્યું છે.
બધાં દેવેન્દ્ર ને દેવો મનોહર ચાંદની ધરીયો
તેને શીરે બીરાજ્યું છે અમારી એ કબુલત છે.

રિવોગી યોગી ને ભોગી થઇ ભેળા ભમે પડતા.
લગાડી મેં હીની છેલ્લે જયુ કર્યા સઉ તને રટતા.
અમારાં કામ નિરમળ છે અમારાં નામ નિરમળ છે
અમારું તેલ નિરમળ છે તમોને કેમ લાગે છે.

હવે અમારા નીરમળ હેર ઓઇલ માંટે વીશેષ ખાત્રી આપવાની જરૂર નથી કારણ કે મોટા બીલો ફુંકી વંતગો ઉડાવવાને અમે સદા અશકત છીએ તો વાપટ ઓઇલની ભેળ વગરનું અમારું નીર્મળ હેર ઓઇલ ફકત એકજ વખત વાપ વાને ખાશ ભલામણ છે

કીંમત રૂ. ૧. કાગળ લખવાથી સેમ્પલ મફત.

**લખો શ્રી લખનોવ ટ્રેડીંગ કું૦**

**કોરનર ગ્રાંટરોડ, મુંબઇ નંબર ૭.**

# નાટકનો ટુંક સાર.

રોમના જુલમગાર બાદશાહ નીરદય નીરાનો નાહનો ભાઇ ફ્રેન્ટોમસ બાળપણાથી પોતાનું કુટુંબ છોડી ગયા બાદ વીકટ પહાડોમાં પોતાના દીવસો નીરગમન કરે છે બાદ શહેનશાહ નીરાને હાથે અંજાણપણામાં તેનો હાથ વીંધાય છે સરદારોની તકરારમાં નીદ્રાવશ થએલ ફ્રેન્ટોમસ જાગતાં મસ્તાનને પોતાને થએલા જખમની ખબર રહેતી નથી. તેમ એકએકની ઓળખાણ પણ પડતી નથી બાદ પોતાનો સરદાર બનાવી સાથે લઇ જતાં વજીર રોકેમ્બોલથી અનાચાર કરતી નીચ બેગમ ફ્રેન્ટોમસ ઊપર મતી ભ્રષ્ટ થાય છે. દરૂમાં ગુલતાન રહેલ જુલમગાર બાદશાહને કુલીન બેગમ ખુબ ભરમાવે છે અને ફ્રેંટોમસ ઉપર પોતાની સાથે પ્યાર કરવાનું અનેકવાર સુચવે છે છતાં નેકીબાજ ફ્રેન્ટોમસ રંડાનો તીરસ્કારજ કરે છે બગચામાં બેગમે પાળી પોશી મોટી કરેલી જુલીયા તથા શહેનશાહના હાથથી ઉગરેલ માઇકલ બંનેનો મેળાપ થાય છે. પરસપર પ્રેમ કરતાં બેગમ નજરે જોઇ ક્રોધે ભરાય છે અને પ્રેમી જોડાને તેમ કરતા ના કહે છે અને એકએકના દીલ જુદા કરવા સુચવે છે છતાં બાળકો ઇન્કારથી બેગમનું અપમાન કરે છે, બાદ (પ્રસકાઇસ્ટ) ધર્મ ગુરૂ કલાઇસર દુનીઆને સદબોધ આપી રહ્યો છે તે જાણ થતાં બાદશાહ તેને તેની દીકરી સરસા તથા બાળક જેકબ સાથે પકડી મંગાવે છે અને અનેક પ્રકારના જુલમો ગુજારે છે નેકીબાજ ફ્રેન્ટોમસ તેમને હરવખત તમામના ખુદા એક છે એમ સુચવે છે. નીચ રોકેમ્બોલની ઊશકેરણીથી બાદશાહ જેકબને યંત્રમાં હથ પગ ખેંચી હંટરવડે માર મારવા ફ્રેન્ટોમસ ઉપર હુકમ લખી મોકલે છે બાદ તેમ કરતાં પણ પાછો પડે છે અને કલાઇસર પંથના તમામ માણસોના હાથ પગને જીભો કાપી નખાવા હુકમ કરે છે અને નીરદોષને હેરાન કરતાં રોકેમ્બોલને ફ્રેન્ટોમસ બોધ આપી ગરીબોને બચાવે છે બેગમને રોકેમબોલના કાવત્રાંથી ફ્રેન્ટોમસ સાથે ત્રણેને વાઘના મોંઢામાં આપે છે ગરીબોનાં ઘાત થતાં ફ્રેન્ટોમસ પોતાના બાહુબળથી અને વાત્રિના લેખથી બચી જાય છે. બાદશાહ ઘણોજ ખુશી થાય છે અને રોકેમબોલ તથા બેગમને ધીક્કારી કાઢે છે બાદ

બેગમ તથા રોકમબોલ શાહનું ખુન કરવાનું કાવતરૂં રચી નેકીબાજ ફેન્ટોમસ તથા રાજ્ય વારસ માઇકલને ગુન્હેગાર ઠરાવી બંધીખાને નાંખે છે બાદ પોતાનું કાળુ કર્મ પુત્ર આગળ જાહેર ન થાય તેટલા માટે તે માઇકલને છુટો કરેછે. નેકી ને બદીના વાદવીવાદમાં ફેન્ટોમસ બેડી તોડી પસાર થાય છે અને માઇકલને બેગમ તથા રોકમબોલ સાથે અનાચાર કરે છે તે જાણ થાય છે રોકમબોલ તથા બેગમ સમજી જઇ બંને જણને મારવા એકદંડીઆ મહેલમાં ઉતારો આપી મહેલ સુરંગથી ઉડાડી દેવા પ્રયત્ન કરે છે મહેલમાં આગ લાગતાં ફેન્ટોમસ આવી બંનેને બચાવે છે અને બાળકોને દરીયા મારગે રવાના કરી રોકમબોલને મારીને તેનો પોશાક ધારણ કરે છે બેગમ અજાણ પણામાં તેને રોકમબોલ જાણે છે અને પોતાનું પેટ ખોલી દે છે બાદ દરીયામાં તણાતા બાળકો જોન ફેલો જદાહનને મળે છે તે તેને રાજ્ય સત્તા પાછી અપાવવાની પ્રતીજ્ઞા કરે છે અને બેગમને લેટર લખી પોતાની છાવણીમાં બોલાવે છે ધારણ કરેલા રોકમબોલના પોશાકમાં ફેન્ટોમસ પણ જાય છે, વાદવીવાદમાં તકરાર થાય છે ભેદ ખુલ્લો પડે છે અને રાજ્ય વારસ માઇકલને પોતાના બાળક પિતાની સાથી મળે છે પીશાચણી બેગમ પોતાને હાથે આપઘાત કરે છે અને અંતે ધર્મજય ને પાપે ક્ષય એ કહેવત સાચી ઠરે છે.

## કોમીક

હોરમસજી થરમામીટર તથા મવાલી કોલાબાગેપ બંને એકજ શીકલના હોવાથી બાનુ દીલચસ્મ પોતાના ધણીને ભુલી જાય છે બોય ને મેરીની ખટપટથી બાનુ તથા ચકરમોના મોંઢાં રંગાય છે અને એક એકમાં બહુ ગુચવાડો થાય છે આખર ભેદ ભરમ ખુલ્લો થઇ જાય છે દીલચસ્મ પસ્તાય છે પોતાની બેઅદબી માટે માફી માંગે છે.

**લેખક મોહનલાલ ગોકળદાસ યુવાન**

**શ્રી ભુજવિજય નાટક મંડળીના માલેક.**

# (એકવાર વ્યવહાર કરીને જુઓ તો ખરા)



હમારે ત્યાં સર્વે જાતના મોટા અને નાહના ઠાકોરજીના ક્રીટ મુગટ, સંગાર મલે છે. વરરાજાના ડરેસો, ખોટા અને ખરા ફેંટા તેમજ બનારસી સાડી, પાઘડી તથા હમેલ, પટા અને છતરીઓ તથા તલવારો ખોટી વીગેરે વેચાતા તથા ભાડે થી મલે છે. દરેક જાતના નાટકના ડરેસો, બાલની વીગ, પરદા તથા સીનસીનેરી તઇયાર મળે છે તેમજ ઓરડર પ્રમાણે મરજી મુજબ તુરતજ બનાવી આપીએ છીએ.

## જેની ચીરંજલાલ માલેક ભારત ભુષણ

## એજન્સી,

ભદ્રેશ્વર ત્રીજા ભોઇવાડા

# નાટકના પાત્રો.

## પુરૂષ વર્ગ,

| | | |
|---|---|---|
| **નિર્દય નીરો** | .... | .... રોમનો જુલમગાર બાદશાહ. |
| **રોકેમ્બોલ** | .... | .... તેનો નીમકહરામ વજીર. |
| **ફેન્ટોમસ** | .... | .... નીરાનો ઓરમાન ભાઈ. |
| **માઇકલ** | .... | .... નીરાના હાથથી ઉછરેલો કુમાર. |
| **સ્કોટ** / **સ્વીડન** | .... | .... સરદારના પુત્ર. |
| **ક્લાઈસર** | .... | .... ( એસુ ખ્રીસ્થને માનનાર ) ધર્મ ગુરૂ. |
| **જેકબ** .... | .... | .... ક્લાઈસરનો પુત્ર. |
| **થરમા મીટર** | .... | .... હુનરબાજીમાં પાછો પડેલો ગૃહસ્થ |
| **કોલાબાજે** | .... | .... મવાલી તરંગબાજ. |
| **બોચ** .... | .... | .... થરમા મીટરનો નોકર. |

બાદ—સરદારો, કોદરજી, બહેરામજી, મનચેરજી, સીપાઈ વી. વી.

## સ્ત્રી વર્ગ.

| | | |
|---|---|---|
| **જીમન** | ... | રોમન શેહનશાહની રાની [ બેગમ ] |
| **જુલીયાં** | ... | બેગમના હાથથી ઉછરેલી છોકરી. |
| **દીલચસ્મ** | ... | થરમા મીટરની સ્ત્રી. |
| **મેરી** | ... | દીલચસ્મની નોકર, બોચની સ્ત્રી. |
| **સરસા** | ... | ક્લાઈસરની પુત્રી. |

બાદ—વારાંગના, સાહેલીઓ, નાયકા, દાસીઓ, વીગેરે વીગેરે.

**સ્થળ**—રોમ જેરૂસલમ આસપાશની હદ્દ.

# ॐ तत्सत् परमात्मनेनमः

## મંગળાચરણ.

ભાળાઓ— ગયન ૧

ધ્યાની ગ્યાની તારે શરણ પ્રભુ
ઘટ ઘટ વ્યાપક આપ વામળ વાભૂ
અજર અમર સચરાચર સ્વામી
સાળ અમર જયકાર શરણ શંભુ
સૃષ્ટી સરજન હાર પાળક જળ સ્થળે વ્યાપી રહ્યા,
છે નામ જગ રૂપે ઘણાં સૈકન્ત રૂપ આપે ધર્યાં
દેખ છે દુનીયા નવ નવા રંગે સ્થળે સ્થળ સંચર્યાં,
દાતા.........જગ.......જય..... વિખ્યાતા. ધ્યાની.

ભાળાઓ— ૨

ભેદને અભેદ કોઇ દી ન માનજો
રામને રહેમાન એક છે પીછાણજો
સૃષ્ટી સરજનહાર કૃષ્ણને કરીમ જો
એક રૂપ એક રંગ તેહને નીહાળજો
કાબને કાશમાં ફેર નહી જાણજો
ચોપાને આત્મ છે એક હર્ષ માનજો
છે મનુષ્ય સર્વ કોમ અલગ એ પ્રમાણજો. ભેદને.

દીલચરમ— ૩

મારા રૂપથી રંગથી મનના ઉમંગથી મહોબતથી હાળુ જુપાળને
નયન બાણે નચાવું ભલભલા સૈ સ્વાધીન થાય પ્રેમ જાળને.
કોઇ લટકાળી ચાલમાં લોભએ
ગોરા ગાલોના ચુંબને તણાએ
રતન શીખર નીહાળે સ્નેહથી
એક જે'ણે વીમાસીઆ વળને

**બે.વ-મેરી** ૪

આવોઆવોરસીલા મોજઉડાવો આશક ના દુભાવો બાવાજી બારથી આવશે
જા જા. દુર જા, ચાલ્યને નફ્ટ, હરામી લંપટ રાખના કપટ, આવે, આવો.

ખબરદાર કરી જો તે લીધું નામ હવે મારૂં,
પીવું છે પાણી પ્રેમનું છો હોય એ ખારૂં.
બાવાઓ મોજ ખુબ કરી હવે આપણો વારો,
સુખી દે માન થાય આશક માશુકનો વધારો. આવો.

**જીવન—દાસી—** ૫

દર્દે મુંજાય જીવ જાય અરેરે શું કરૂં
રોમે રોમે વ્યાપ્યો અનંગ હાય બુરી હું મરૂં

ધરો ધીર બહેની શાન્તી થાએ દોડો દોડો જાઓ સખી જટ લાઓ
કોણ પ્રીતમ પ્રાણ હા ચતુર સુજાણ.
લાવો લાવો લટકાળા પ્રીતમ પ્રાણને
રસ ઘેલા રસીલા કરાવો પાનને
મરી ઝંખી ઘડી પળ વાર, બની વ્યાકુળ અતી વીહવળ

**નાયકા—** ૬

કાન સે લાગી નયન હમારી
બોરી સાંવરી સુરતપે લુભાની—કાહના.
જો સચ પુછો તો હમરે પર કાહનાકી સરદારી
ગોકુળમેં હમ બસતહે હરદમ કરત કાના છેડ મોરી.

**કોલાઆગેપ-** ૭

પોઝોશાનમાં ફરવું દમમાં, સુલતાન બની રહેવું રમમાં
છળ બળ કળ બલથી ખાવું પીવું રોજે હોટલમાં.
હા. હા, દામતણી પરવા નહી કરતાં મોજ ઉડાવીશુ જગમાં,
ઇજ્જતને ઓશકે મુકી છો દુનીયા ગણતી દમમાં.
બનીને મોટા ખરીદી ગાડી બનાવી દુનીયાં લાવીશું લાડી,
સરકારી વારંટ છો રે અગાડી થયશું પાછળથી પોબાર
આ. હા. હા. હા. હા. હા. હા

થરમામીટર—દીલથરમ—  ૮

ઓ લવ, ઓલવ, વેલ આર યુ ગોઇંગસર
ડીયર ભુલે કરતા નહી જલદી લઇ આવો જઇ કેપ,
ઓલરાઇટ હુ ચાલ્યો વ્હાલી નહી કરતાં વીક્ષેપ
ફેસ બન્યો છે કેવો સુંદર ઉજળો આઇવરી બ્લેક,
શું બનાવો શું બનાવો  હા હા હા હા હા હા હા

ફ્રેન્ટોમસ—  ૯

નીચ જનોના નીચતા છોડે
ખલ જન ખલતામાં પ્રીતી જોડે. " નીચ
કુકર્મ બહુ તેઅ કરતા પાપ ભાર શીર ઉપર ભરતા
પ્રભુથી નહી લેશ ડરતા નીચ જનોના નીચતા છોડે

મેરી—કોલાબા—  ૧૦

જોરમાં જણાય મન મુજાય આગ થાય,
અરરરર જીવ જાય.......................
મારા અંતરમાં કાંઇ કાંઇ થાય દીલ આ દુઝાય તન તણાય
હાય...હાય...........................
કહેવાઇ ના બાઇને ફરીયાદ, દીયે નહી શેઠ કાંઇ દાદ
ઊભો જુએ વ્હાલો તમારી આ વાટ
મન મુંજાય કાંઇ થાય હાય...હાય...હાય......

મેરી—કોલાબા—  ૧૧

ચાલ ચટકતી મટકતી માહરી દે બેસો દીલ જાન,
પ્રીત પાનમાં મહોકાણમાં  મારૂ કહેવું માન
હું ફરવાની ગાડી પીડે  હલાન મોટરકાર
ઉટે બેસી શાદી કરશું છોના હો ધરબાર
ડીયર દુ:ખ દીલના ટાળી દયો, આવો કરો સુખ પાન
વીસ્કી બ્રાન્ડી પીઉં મોસંબી પણ નાણાની તાણ
મ્યુજીક ખાય હવામાં ઝોકાં દુનીયાથી તકરાર
બેલીફ રોજે ઘર ઢુંઢે છે વારંટ લઇને ચાર .

સાખી— ૧૨

નભતી નથી ન નભશે કાયમ સદાએ શાહી
રહેતી નથી ન રહેશે ફુરનાઈ બાદશાહી
પહોચ્યા હજુરે વલી લઇ બન્ને હાથ ખાલી
શીકંદરો સીધાવ્યા, મુકી તમામ આહી
હુકુમત થતા હજારો કંપે જમાનો સારો
મુફલીસ હો માલદારો રહેશે ન સાથ પાપ
કોઇ ભલા કે બુરા ભરતા હો પાપ કુંડા
સંતો મહંત ચાલ્યા, દેવા જવાબ ત્યાંહી

ચુલીયા— ૧૩

મોહે લાગી મદન અગન અંગમાં
જીવ જાયે શખી પ્રેમ જગમાં
એમ......હા......બેન......હા
કરી વ્યાકુળ મને પળ પળ અહી સતાવીને
બની બેહાલ એની આપો સુખ લાવીને
મરી જાય જાય અરરર હાય......
શાન્ત બેન......શાન્ત......મોટે......

ચુલીયા— ૧૪

સખી સ્વપ્નની બલીહારી કહું છું તને વીસ્તારી
રાત્રી વહેતી કારી આવ્યા જીવન વનમાળી
ચુંબન કરી મુજને જગાડી ધાંધલ કરી ખેચી મુજ સાડી
બીહની હું ભોળી કાંઇ ન બોલી કસથી તુટી ગઈ ચોળી રહાલે કરી બરજોરી

ઘડી ઘડી વળગે સમજે ન કાંઇ સ્નેહથી વશ થયા બીંજાશ
ગયા સતાવી જીવન ફાવી ત્યાં તો આંખ ઊઘડી ગઇ મારી

આવ્યા જીવન વનમાળી

જુલીયા તથા સર્ખ.ઑ—ગાયન ૧૫ રાસડો.

વાટમાં ગુમાવ્યું મેં તો મોતી, મોતી હું તો ચાલુ મારગડે મોતીહો મનહારી
મોહનજી વાટમાં ગુમાવ્યું મેં તો મોતી.

શખીઓની સાથમાં અજવાળી રાતમાં આનંદે આવતી હોતી
વાલા વીયોગની વાતમાં ને વાતમાં મળે જોઈ તો માળા નહોતી રે—મન
પતી પણ નહી આવ્યા હજુ વીરહે જીવડો જાય
શોધું કયાં જઈ એમને હશે કયાં મુજ રાય
સુના સુના મહેલ બધા દેખાય જાણે કોઇ આમથી ખાવા ધાય
જાણે કોઇ આમથી ખાવા ધાય

મેના રહી પીંજર મહી ગભરાય પીયુ વીણ કોણ સમે રહી ખાય
ઉપાધી નાથ વીના નહી જાય

સરખી સાહેલી પણ ના ગમે ધન્ય બેની તમને
આવો ને ઉતાવળી સીદને આપો દુઃખ
લાખ દરદમાં ડુબતી તમે દેવી સા સુખ

શામળીયા શીદ સંકટ આપો હવે મુજથી ન વીરહે ખમાયે
વેલા વેલા આવો વ્હાલા, પ્રાણથી અધીક પ્રાય રાય રશીકવર મારા.
વીપત હરનારા જીવન જય કારા
વાદળી વાલી બોલ તું દેખાયે કંઇ પ્રાણ
જો તે મુજને નહિ મળે તો જાશે મુજ જાન
સખીઓની સાથમાં અજવાળી રાતમાં, વાટમાં ગુમાવ્યું મેં તો મોતી

જુલીયા—માઇકલ— ૧૬

ધીરી ધીરી શાણી સખી અધીરી તું શાને હવે થઇ
રસીલી ગઇ રંગીલી ગઇ. પ્યારા આ રહી
જાવ, જાવ, આવ, આવ.
જાવ. દયોને રસીલારે, ઘેલાં શીદ કરો, જાવા દયોને
વારે, વારે, વારે કેવા ઢોંગ કરે મન મુંઝાતું આરે
રહેવા દયોની છબીલીરે, રીસ શાને કરો રહેવા દયોને
મં તો ભાવ ધરી છેટા જાવ જરી નાં દેવાંશી પરી...ધીરી,

ભો.—મે— ૧૭

જા જા નકટા દુર જાતું, હવે વ્હાલી નહિ શરમાતું,
ડીયર દભમાં દુઃખ થાતુ. પીશું બ્રાન્ડી બીર રાતું
મોટરમાં જાશુ ગોપાટી, રાખીશું બોય બદલ ધાટી.
ડાણુવાલને દઇ દાટી શુ, ગેટ આઉટ નો મની
દમમાં ઘરબાર જમાતી, ટુક એક ચાર લઇ આવી,
ટેબલપર કહીય બીછાવી, મોએ કરશું મન ભાવી.

સ—રે—ક—રે—

૧૮

હરી કોપ શો કર્યો આજે, દુખીઆરાપર દયા કરો
ઘરથી નીકળી જંગલ ચાલ્યા આગ થઇ ત્યાં મલ્યા કરો
જુઓ વાડ વેલાને ખાશે, ક્યાં જાશે નાશી બાપડો
ધરતી માતા કોપ કરે ત્યાં નીરાધારનો થાય મરો
સમજો.........દાતા...............સમજો
ન સંભળાય દેરી દયા કર, મારો જીવ ગભરાય છે
ફ્રેન્ટ મસ વીલંબ થાય છે હા, હોથીયાર
કરે કોપ જો ઇશ્વર હાથે, આપી આશ્રય પ્રેમ જરો
કાપી હાથ પગ ને યત્રોમાં, કહે કે બાળક હરો ફરો
સમજો... . ...દાતા..............સમજો

દુર, દુર.........હો................દયા દયા
ધર્મ સંકટમાં પડયો કેમ થાઉં લુણ હરમ
બાળ બચાવીને ધરો જગમાં દાતા નામ
સુજ પડે ના શું કરૂં, કેમ કરૂં ધનસ્યામ
વાર કરો શા કારણે, પહોંચાડી દે ધામ
સમજો....... ...દાતા ...........સમજો

અંક પેહેલો સમાપ્ત.

# અંક બીજો.

બબુમ— ૧૯

અરજ સુણોને મોરી શાવરીયા
સ્યામ સુંદીર વર મોરા રે
નાહક નહિ દૂભાવ સલુણાં
કરૂ વીનતી કર જોડ પ્રાંયે
દર્દ સમાવ રહી પ્યાસી મંય
પાય પડુ પ્રીય તારેરે

બો—મે—કો—હી—થ— ૨૦

માયડીયર જાની કરો શું નાદાની બોય બહાર કાઢ તું
ડીયર કમ લોન, ચલાવ ગોઓન
વ્હાલા મોજ કરો મનમાનીં, કાંઇ ન બોલો મારા સમ
હું બનવાનો વીસ્કી બેવડો તું બન ટુટેલી ટંમટંમ
હું બનવાની માલ ગાડી તું જે આઇ પીનું એંજીન
મળી ભેગી આચટણી રોટી, લાલ બુત કાળી ડાકણુ
ચાલ હટ જાન ફૂટ આઇન્લ઼ા

બુલીયા—માઇકલ— ૨૧

કરી પ્રેમથી પીછાણુ દયા લાવી દીલજાન
માહરા મહેરબાન
તજી તરકટ તોફાન જીતી લીધા જબાન
ખરેખર ખાનદાન માહરા મહેરબાન
ખીલતી કળી શમાન ખુબ ખીલશું
જોબન જંગમાં જીવન સાથ માહલશું
પ્રીય તમ પ્રાણુ સાથે રંગે ચાલશું.
દઇ આલીંગન અધર અમર ચુમશું.
જાવ. જાવ. શરમાવ
ચાળા ચસકાને કરતા કરતા રાખો ભાન...કરી

સારેશા— ૨૨

જગથી કરી જુદાઇ, સુપે ભવિસ્ય ખોયા
રાવણ સમાન રાજા આખર જમીનમાં સોયા
કહેતી સુખેથી દુનિયા, ખમા ખમા પધારો.
છોડી સંખ્યા ચાલ્યા, સ્નેહી સગાં ન જોયાં,
કીચકએ કાળ વોર્યો, દુર્યોધને દુખાઇ
ભામા સ્વધર્મ સાચી હાથે સુખો ડુબાયા
સ્તાદીસો સાહુકારો હો અમીર કે ગરીબો
નેકી ગુમાઇ હાથે, જોઇ જમીનમાં સોયા.

વારાંગના— ૨૩

મોહનીયાં નયન મત વાલે, માર મોહે ચાલે(૨)
માર મોહે ચાલે (૨) ખોરસ રંગ ભીને મોહનીયાં
બાંકી સુરત મેરી કોમલ બૈયા જામોજી સૈયાં
મરડો નહીં છેલ છલૈયા નૈન મન વાલે
પતલી કમર મોરી. નાજુક છતીયાં—મોહે નહી છેડો દીનરતીયાં
જલત મોરાજીયાં દુલૈયાં નૈન મતવાલે

બા. થ. દિ— ૨૪

સોખ કરો પુરો મન ભાવ્યો વાહ વાહ. રસ્તો ઠીક બનાવ્યો
બેટા જઇ પ્યારી દીલધાર, આહા, હા. હા, બેશમને બતાવુ સાર
જો ઓ લોક તમે નહી ડરતા, જવાબ દેજો મરતાં મરતા.
પહેલાં શાન્ત કરો જઇ થ્યાર, આહા, હા હા બેશરમને બતાવું સાર
સાચવી જજો જાળવી તમે ધીરે ધીરે અરરર હા બસ હા.
કરી ડ્રેસ પીસું પોટવાહન ઉંચો, ખોલીશું ખનીધારી ખ્યાન્ડીનાણુરો
લગાવો જઇ માહાપર કુચો જુઓ લવમેટર સીખો કેવો.
હા. હા, હા હા.

સોરઠા— ૨૫

દયા દીલમાં લાવો, જીહવળને ઝેર ના પાવો,
કરી અભીમાન ના ફાવો, ગયા જ્ઞાની અને રાવો.
મુછે લીંબુ હતા જેના, થયા બેહાલ પણ તેના
શીકંદર ને શહેનશાહો, મુકી ચાલ્યા બધા દાવો,
ખરૂં છે ખરૂં છે શાન્તી દેવી તમારૂ તમામ કહેવું ખરૂ છે.
બસ શું જાવો છો. ચલાવ, હોશીઆર ઓ ખુદા.
જરેજર જીંદગી ચાલી, મુકી ચાલ્યા બધા દાવો
હતા બહાદૂર ઉમરાવો, મુકી ચાલ્યા બધા દાવો.
તેથી શું નથી કરતા કાંઈ, બતાવો શું સફાઈ
લઈ લ્યો કાળ જાવું છે ભલાઈ ભાઈ ભલાઈ
બસ ચુપ ચલાવ, ચલાવ
કરો ના હાથ પગ જુદા, હીસાબો માગશે ખુદા,
કર્યું પૂન દાન બતાઓ—થશે તે વાર પસ્તાવો.

અંક બીજો સમાપ્ત.

# અંક ત્રીજો.

કોરસ— ૨૭

વીંધાએ જીગર મુજાએ બતી (૨)
પડે ના સમજ મારી હારી મતી (૨)
અરેરે નીંદમાં મુજરાય નથી
નારીની મતીને નીહાળી નતી (૨)
માહરથી સુરતી નથી નથી કામની કાંઇ આશામાં
શીવ દે તું શદમતી આભારા છે દીન મારના

**સોરઠ—** ૨૮

સલુણા સીદ દે તરછોડી, શું ન મેરી
અમુલ્ય માનવ દેહ મળ્યો, ને કયાં ગુમાવ્યો ભોળી.
પ્રીતમ પ્રાણુ મરૂં ઝંખી કર રહેમ રસીલા થોડો
પર ઓ માત શમાન ગણું હું તુંરે જીવન દોરી
પતી સેવા કર પ્રેમે જાહને, માની મારૂં ચકોરી
નારી ગાય શમાન ગણી, પ્રીય ભુજાવ લાગતી હોળી
નીચ વ્યભીચારે મતા જો, કંઇક વીભુતી ચોળી
આશાવંતી હું અબળાને કાં નાખે તું રોળી
તારી પાપે ભલા ભલા ભીખ માગે ઝાલી ઝોળી

**આસકશ—જુધીયા—** ૨૯

મારી રમણી રસીલી ઓ રાધીકા
આ કાનને રજા હવે રહેમથી આપશો
વ્હાલા જાદુએ વાંસળી વગાડીને
ઘેલડી આ ગોપી બનાવી કાના કયાં જશો
મનહર મેલી આમ એકલી
અરે અલબેલી બની ગઇ શું ઘેલી મારી.

૩૦

ડીયર ડોળી રસીલા હું ઠમાઇ હાય
માશુકો ખાએ ભુલ ગણી બદલી આશકની થાય
ખાઇ પીને કરીશું મહજો રસીલા જાન
થઇ ગઈ એક માશુકને બે આશકોની મહોકાણુ
મળી તીજોરી તગદીરની પણ કુચી ખુદાને હાથે છે
લ્હેજત કરશું મન માની પણ મોતનુ ગકકર માથે છે
ગોટાળે હાટ ઘણો વાળ્યો કાઢયું સહિ સાત્યનાશ
પણ આખર સહિ એક થયાં વ્હાલી રહેજે તુ પાસ

ડોયર ભૂલ હવે નહી ખાશું તમ થાશો ના નીરાશ
પાડોશી પકવાનો ખાશે ઘરના ખાશે છાશ
હીય હીય હુરે હુરે.

ફે.—ઓ—મા—જુ— ૩૧

ગજના ગુણવર દાતાર, ઉગારયો બાળકને
દેશે બદલો કીરતાર પ્રાણી પાળકને
તમ થયો શતરૂ સંસાર તમારો થશે શતર સંસાર
હતો જનો આધાર હમારે તે નીકળ્યા ચંડાળ.
મારૂં પળમાં નથી બાળકો કોઇ તમારૂં પડો જાવ
જળમાં. મારૂં પળમાં

ફ્રેન્ડોમસ ૩૨

ચીન નીત નકટા નીચ નઠારા, સંપ જોઇ ડરતા,
કુટીલો ક્રૂર કૃત્ય કરતા.
કુસંપે પાંન્ડવો લડીયા, કલેશથી કઉરવો મરીયા.
કુસંપથી પૃથુરાજે નીજ રાજ ગુમાવયું હાથથી.
જયચંદ તણા સંતાપથી
ભગની ભ્રાતથી ભટકી પીતાથી પુત્રીઓ લડતી
કુસંપથી લક્ષ્મા લુટાએ હીન્દ છોડી જાતી......ચીન.



# જાહેર ખબર.

નીચે છપેલા ખેલના ઓપેરા કંપનીનો જ્યાં મુકામ
હશે ત્યાંથી મળી શકશે.

# ખુની યજમાન.

# નીર્દય નીરો.

...............................

હવે પછી બહાર પડશે

# સુંદર-સવીતા.

# અનંગ શત્રુ.

યુવાન મોહનલાલ ગોકળદાસ.

શ્રી પ્રજાવિજય નાટક મંડળીના માલીક.